તેમ જલદીથી તેમણે કરવું અને જો પંડિત બહેચરદાસ કોઇ ગામના સંઘને તેવી વિનંતિ ન કરે તો પછી અમદાવાદના શ્રીસંઘે બીજા મોટા શહેરોના સંઘને જણાવી સલાહ પ્રમાણે કમીટી નીમી મુંબઇ, પાલીતાણા કે કોઇ બીજું કોઇપણ એક સ્થળ મુકરર કરવું, તારીખ નકી કરી બહેચરદાસને ખબર આપવા અને તે રીતે કમીટી દ્વારા આ પ્રશ્નનો નિર્ણય લાવવો. પં. બહેચરદાસની હકીકત કમીટી અસત્ય અને શાસ્ત્ર વિરૂદ્ધ ઠરાવે છતાં પં. બહેચરદાસ માફી ન માંગે અથવા કમીટી નીમવાની તે વિનંતિ ન કરે, જ્યારે કમીટી મુંબઇનો સંઘ કમીટી નીમી નિર્ણય લાવવા પ્રયત્ન ન કરે તો અમદાવાદ કે બીજા ગામનો સંઘ સલાહ મુજબ નકી કરે; તેના ખબર આપ્યા છતાં બહેચરદાસ આવવાની, કે નિર્ણય કરવાની, ફેંસલો લેવાની આનાકાની કરે કે અખાડા કરે કે જવાબ ન આપે તો પછી તે કમીટી જે ફેંસલો આપે તે હિંદુસ્તાનના તમામ ગામના સંઘોએ કબુલ જ કરવાનો છે, જેથી તેમાં જે નકી થાય તે પ્રમાણે સર્વેએ અમલ કરવો. આ રીતે કર્યા પહેલાં સંઘબહારની શિક્ષા કોઇપણ સંઘે કરવી તે આ લેખકને ન્યાયથી જુદું અને ઉતાવળીઉં પગલું લાગે છે; તો અમદાવાદના શ્રી સંઘને અમારી નમ્ર વિનંતિ છે કે આ રીતે ધોરણસર મુંબઇનો સંઘ કરે અને તે ન કરે તો આપ (અમદાવાદનો શ્રીસંઘ) કરો તે યોગ્ય લાગે છે. આમ કરવાથી પં. બહેચરદાસની ભૂલ હશે તો બચી જતા નથી અને તે સંબંધમાં બીજા લખનારા કે બોલનારાઓને પણ અવકાશ રહેશે નહિ તેટલું જ નહિ પરંતુ બહેચરદાસને જો ધર્મની ખરી શ્રદ્ધા અને પ્રેમ હશે તો કમીટી જે ફેંસલો આપશે તેનાથી પોતાની ભુલ જોઇ પશ્ચાતાપ કરી તે સુધરશે. જૈન સમાજ પણ તે હકીકત બહાર આવતાં દેવદ્રવ્ય સશાસ્ત્ર અને શાસ્ત્રપ્રમાણ જ છે; તેને માટે વધારે શ્રદ્ધાવાન બનશે અને પંડિત બેચરદાસ છતાં આગ્રહ કરશે તો સમાજની દ્રષ્ટિએ યોગ્ય શિક્ષા થશે, તેટલું જ નહિ પરંતુ સમાજના તિરસ્કારને પાત્ર કાયમના માટે થશે. આ પ્રમાણે કરવા આ લેખક નમ્ર વિનંતિ કરે છે. I. A.

---

## શ્રી દીવાળીનું સ્તવન.

ધીરાની કાફીનો રાગ.

દીવાળીને ભાળી રે આજે મને આનન્દ અતિ,<br>
ત્રિલોકું જયશાળીરે પૂરણ મ્હારા પ્રાણ પતિ,<br>
જીનવરજીના નામ સ્મરણની પ્રગટાવું દીપમાળ;<br>
અંધકાર સહુ બળગો કરીને દેખું દીનદયાળ;<br>
પૂજું પ્રેમના પુષ્પેરે રહે નહીં ખામી રતિ—દિવાળીને૦

પછી પૂજું હું માત શારદા ઘો સાચી વિદ્યાય,
સાચી વિદ્યામાં સુખ સાચું હેડું જ્યાં હરખાય;
કાચીમાં સુખ કાચું રે મેળવવા નથી મારી મતિ—દિવાળીને૦ ૨
પ્રેમે લેખ લખું હૃદ્પટ પર નમી પ્રથમ [1]ગણરાય,
પ્રભુ ભક્તિના ભાવો પેખી દિલમાં સુખ દેખાય;
અમુલ્ય લાભ આ લેશે રે હોશે જે કોઈ જોગી જતી—દિવાળીને૦ ૩
વિધવિધ પ્રાણાયામ કરી કરૂં નાદાનું સંધાન,
ફુટ ફુટાકા કેશ ઠામે ગાઉં અનહદ ગાન;
ગમ જાણે આ જ્ઞાની રે ગમારની પહોંચે ન ગતિ—દિવાળીને૦ ૪
ભાતભાતનાં કરૂં ભોજની આં સાધન રૂપ સુખ ધામ,
પીરસું વ્હારા પ્રેમી જનોને એસે નહિ બદામ;
સાધન તો છે સ્હેલું રે ક્ષેમ સદા—નથી સ્વલ્પ ક્ષતિ—દિવાળીને૦ ૫
જે દિન થાય ભજન ભગવત્નું દિવાળીનો એ દિન,
જે દિન થાય નહિ જીત સ્મરણ છે દિન તો છિન્નભિન્ન;
અજીત પ્રભુની નૌતમતા રે મ્હલીઆવી નિહાલિન્તી—દિવાળીને૦ ૬

લેખક—પં. અજીતસાગર.



# પ્રાચીન અને નવીન ભાવનાનું સંઘર્ષણ.

શ્રદ્ધા અને વિચારસ્વતંત્રતા એ પ્રાચીન અને અર્વાચીન ભાવનાના બે જુદાં સ્વરૂપો છે. પ્રાચીન કાળમાં શ્રદ્ધાનેજ આગળ કરી દરેક કાર્યો આટોપવામાં આવતા હતા અને વિચાર સ્વતંત્રતાને ગૌણપદ અપાતું હતું; કેમકે તે વખતે તે કાળના મનુષ્યો પશ્ચિમના સંઘટ્ટનમાં આવ્યા નહોતા. હાલમાં વિચારસ્વતંત્રતાનું સૂત્ર નવયુવકોના અંતઃકરણના ધ્વજપટ ઉપર પ્રત્યેક સ્થળે આલેખાયું દૃષ્ટિગોચર થાય છે. પરંતુ વિચારસ્વતંત્રતા અને વિચારસ્વચ્છંદતાનો ભેદ કળી શકવાની ખામીને લીધે ચોક્કસ પ્રકારનું કલેશમય વાતાવરણ ઉત્પન્ન થયેલું જોવાય છે. વિચારસ્વતંત્રતા શ્રદ્ધા મૂલક હોય તોજ તે પ્રશસ્ય ગણાય છે. એ તો સિદ્ધ છે કે મનુષ્યને શ્રદ્ધા ન હોય તો એની પ્રવૃત્તિ સંભવી શકેજ નહિ. અમુક પદાર્થ અમુક પ્રકારનો વસ્તુતઃ છે એમ માનીનેજ—અર્થાત્ શ્રદ્ધા પૂર્વકજ—મનુષ્ય સર્વ વ્યવહારમાં ઉતરે છે અને

૧ ઇન્દ્રિયોના ગણનો અધિપતિ આત્મા.

મનુષ્ય ક્ષણવાર પણ વ્યવહારશૂન્ય ટકી શકતો નથી. 'સાયન્સ' જે શંકાનું ઉત્પત્તિ સ્થાન છે તે પણ ખરૂં જોતાં કાર્યકારણની સંકલના ઉપર શ્રદ્ધા રાખીનેજ પ્રવર્તે છે; અમુક કાર્ય કારણના નિયમનો જ્યાં ભંગ થતો હોય ત્યાં સાયન્સ એ નિયમ માટે શંકા ન ધરાવતાં ભવિષ્યમાં જુદો ખુલાસો થશે એમ શ્રદ્ધા રાખે છે.

બુદ્ધિવાદ અને તર્કવાદ શંકાને જન્મ આપે છે. એક વિદ્વાને કહ્યું છે કે:—"Doubt is the disease of privileged souls" શંકા એ આત્માનો રોગ છે પણ એ રોગ હોવો એ પણ એક અસાધારણ અધિકાર છે-આવાં વચનમાં શંકાપ્રધાન ઉચ્ચતાને પાશ્ચિમાત્યોએ સાબીત કરેલી છે.

નવીન ભાવના વિચારસ્વતંત્રતા-બુદ્ધિવાદ-ખાસ કરીને પૂર્વ અને પશ્ચિમના સંક્રાંતિ કાળના પ્રવાહે આધુનિક યુવકોમાં પલ્લવિત કરેલી છે. કેમકે પ્રત્યેક યુવક પોતાની માનસિક, વાચિક તથા કાયિક પ્રવૃત્તિનું સૂક્ષ્મ અવલોકન કરશે તો તુરત જણાઈ આવશે કે દરેક ક્ષણે તે માત્ર લાગણીના બળથીજ દોરાય છે પોતાના દૃઢ થયેલા સંસ્કારોને લીધે જે મનના પ્રવર્તનબળ (impuse) નો વેગ હોય છે તે સાથે પક્ષપાત બધાઇ જાય છે તે જોઇ શકતો નથી-પણ અમુક લેખક પોતાના લખેલા ગ્રંથની ખામી જોઇ શકતો નથી-પણ અમુક કાળ ગયા પછી-મેં આ ગ્રંથ લખ્યો છે તેવી વિસ્મૃતિ થયા પછી જો તે એ ગ્રંથને તટસ્થવૃત્તિથી-વિચારસ્વચ્છંદતા વગર-અવલોકે તો ત્યાં તેની અપૂર્ણતાનું ભાન થયા વગર રહેતુ નથી. જે ભાવનાઓ અમુક વખતે સંપૂર્ણતાવાળી લાગે છે તે કાળે કરીને નિષ્પક્ષપાતપણે વિચારતાં ત્યાં તે અપૂર્ણતા જુએ છે.

જ્યારે મનુષ્ય પ્રવૃત્તિના આવેગમાં હોય છે ત્યારે તેના અંતિમ ફળ-પરિણામનો વિવેક કરી શકતો નથી. વિચારસ્વતંત્રતાની હદમાં वादे वादे जायते तत्त्वबोधः એ સૂત્ર સમાય છે. પરંતુ પ્રવૃત્તિના આવેગમાં જ્યારે તે હદ ઓળંગી જવાય છે ત્યારે જિજ્ઞાસુપણું જતું રહેતાં-શંકાનું શ્રદ્ધામૂલકપણું નષ્ટ થાય છે. વિચારસ્વતંત્રતાના જમાનામાં શંકા ઉત્પન્ન કરવી એ સત્યસ્વરૂપને જોવા માટે જાડું આવરણ પાતળું કરવાતુલ્ય છે: કેમકે શંકાની ઉત્પત્તિ બુદ્ધિના પ્રદેશમાંથી છે. જ્યારે આત્મા તેની ક્ષયોપશમજન્ય બુદ્ધિને અજમાવે છે ત્યારે બુદ્ધિ સૂક્ષ્મ અને અને સમર્થ થતી જાય છે અને શ્રીમદ્ હરિભદ્રસૂરિએ પ્રબોધેલા ધર્મવાદની કોટિઓથી રહસ્ય પ્રકટ થાય છે. શંકા થવી અને તેની નિવૃત્તિ થવી એ સત્યસ્વરૂપ પ્રાપ્ત કરવામાં એક પગથીયું આગળ વધવા બરાબર છે. પરંતુ શ્રદ્ધા વગરની શંકા નિ:સાર નીવડે છે.

જે વખતે શ્રદ્ધાપ્રધાન જમાનો હતો તે વખતે પણ મહાન્ આચાર્ય શ્રીમદ્ હરિભદ્રસૂરિએ દરેક પ્રમાણોની કોટિઓને યુક્તિથી ગ્રહણ કરવા માટેજ જાહેર કરેલું છે. તેમજ અન્યદર્શનના નીચેના શ્લોક ઉપર બુદ્ધિને ઘરાણે મુકીને અંધશ્રદ્ધા વડેની માન્યતા તરફ કટાક્ષ કરેલો છેઃ— તે શ્લોક આ છેઃ—

पुराणं मानवो धर्मः सांगो वेदश्चिकित्सितं ।
आज्ञासिद्धानि चत्वारि न हंतव्यानि हेतुभिः ॥

મતલબ કે વિશ્વનું ( universal ) વિશાળદર્શન વિચાર સ્વતંત્રતાનેજ પૂર્વકાળમાં પણ પ્રધાનપદ આપી રહ્યું છે.

પ્રસ્તુત પ્રસંગમાં માંગરોળ સભાના હોલમાં શ્રીયુત્ બહેચરદાસે રા. મોતીચંદ ગીરધરલાલ સોલિસિટરના પ્રમુખપણા નીચે 'જૈન સાહિત્યમાં થયેલા વિકારો' સંબંધી લગભગ નવ માસ પહેલા ભાષણ આપ્યું હતું તેમાં 'દેવદ્રવ્ય.' જૈનાગમમાં નથી; 'સેંકડે પંચાણું ટકા કથાઓ કાલ્પનિક છે' 'તમસ્તરણ' થયું હતું; વિગેરે વિગેરે નિર્ણયાત્મકપણે ભાષણ અને લેખ દ્વારા દર્શાવ્યું હતું; જેથી જૈનસમાજ સાગરમાં મોટો ખળભળાટ ઉત્પન્ન થયો છે.

શ્રીયુત્ બહેચરદાસે અમારી માન્યતા પ્રમાણે જે શબ્દો ભાષણના પ્રસંગે વાપરેલા છે તે શબ્દો વિચાર સ્વાતંત્ર્ય જે નવીન ભાવનાનું લક્ષણ કહેવામાં આવે છે, તેની હદ ઓળંગી ગયેલા છે. અને જૈનાગમમાં પંચાંગી વિગેરે નહીં માનવા તરફ વલણ ન હોય તેમ દેખાય તેવું છે; તર્કવાદ ચલાવનાર કોઇ પણ મનુષ્ય પોતાનો સિદ્ધાંત નિર્ણય તરીકે જાહેરમાં મુકી શકેજ નહિ. માત્ર શંકાઓ રજુ કરી જિજ્ઞાસુ થઇ સમાધાનની આશા નિરભિમાનપણે રાખી શકે.

વિચારભેદની જે અથડામણી ઉત્પન્ન થવા પામી છે તેનું મૂળ કારણ નવા જમાનાના યુવકો વિચારસ્વતંત્રતાનું ખુન થયેલું માને છે તે છે; પરંતુ બુદ્ધિ-વિવેક પૂર્વક જો વિચાર કરશે તો તુરત જણાઇ આવશે કે મી. બેચરદાસનું ભાષણ શંકા અથવા જિજ્ઞાસુપણાને પ્રધાનપદ નહીં આપવા જેવું બહાર આવ્યું છે. આશ્ચર્ય છે કે રા. મોતીચંદ કાપડીયા જૈનદર્શનના તત્ત્વજ્ઞાનના અભ્યાસી હોવા છતાં તેમણે સભામાં આ ભાષણ આગળ ચાલવા દઇ "આવી વિચાર સ્વતંત્રતાને" કેમ ઉત્તેજન આપ્યું હશે!

હવે અમો જે કહેવા માગીએ તે એ મુદ્દો છે કે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ અનુસારે-જૈનાગમની રાજનીતિ અનુસારે દરેક સમાજે સહનશીલ થવાની જરૂર છે.

હૃદય-ઔદાર્ય દેખાડવાની જરૂર છે. ગાલિપ્રદાન અથવા કડક ભાષાથી જ બોલી, લેખો લખી અમુક મનુષ્યને સુધારી શકાય તે કરતાં તેના તરફ સહનશીળ વર્તનથી સુધારી શકાય, તો ક્લેશમય વાતાવરણ નહિ વધતાં પરિણામ સારૂં લાવી શકાય. વસ્તુસ્થિતિ આમ હોઇ મી. બેચરદાસના ભાષણના રદીઆ આપવા માટે અમુક વિદ્વાન સાધુઓ અથવા અમુક વિદ્વાન્ ગૃહસ્થોનું 'કમીશન' તટસ્થ સ્થાને; બેસાડવાની આવશ્યકતા હતી; જે મી. બહેચરદાસને રૂબરૂમાં જ બોલવી સમસ્ત સંઘના એકત્રિત બળથી વસ્તુસ્થિતિ અને તેમની ભૂલો જાહેરમાં લાવી-અથવા ખાનગીમાં તેમને સમજાવી-તે પણ બોચી લઇ મ ફી માગવા પ્રેરણા થઇ હોત તો જૈનસમાજના યુવકો જૈનાગમનું રહસ્ય સમજવા પામત અને મી. બહેચરદાસને જલ્દી પોતાની ભૂલ જોવાનો પ્રસંગ પ્રાપ્ત થાત.

પરંતુ હવે જ્યારે અમદાવાદના શ્રીસંઘે મી બહેચરદાસને 'સંઘ બહાર' ઠરાવ્યા છે ત્યારે અમારા આ વિચારો અરણ્યમાં રૂદન કરવા જેવા અમોને લાગે છે શ્રીસંઘે ઉપરનો પ્રસંગ ધ્યાનમાં લઇ મી બહેચરદાસને સમસ્ત સંઘના કમીશનદ્વારા સુધરવાનો અવકાશ આપી સહનશીળતા દાખવી હોત તો તેમનું ઔદાર્ય ગણાત અને ક્લેશમય વાતાવરણ દૂર થતાં પરિણામ સુંદર આવત એમ અમારી આધીન માન્યતા છે.

સમસ્ત સંઘની વિદ્વાન વ્યક્તિઓના કમીશન દ્વારા મી બહેચરદાસ પરત્વે કામ લીધું હોત તો કોર્ટના નિયમાનુસાર વાદી પ્રતિવાદી તરીકે તત્વવાદના રહસ્ય-રૂપ જજ્જમેંટ મળવાથી ખરેખરી વિચાર સ્વતંત્રતા કોને કહેવાય તે પ્રકટ થાત. છતાં મી. બહેચરદાસ પોતાનો કદાગ્રહ ચાલુ રાખત તો સમસ્ત સંઘનું કમીશ તેને જે શાસન ફરમાવે તે સહન કરવા તૈયાર રહેવું પડત.

ટુંકામાં શાસન સંરક્ષકોનું કર્તવ્ય એ છે કે પરિણામ માટે બહુ વિચાર કરી કેટલુંક કાર્ય ભવિષ્યકાળને સોંપી શકાય જેવી જરા જમાનાના પ્રવાહનો વિચાર કરી દૃષ્ટિબિંદુને ફેરવી જોવાથી-સાહસ ન કરવાથી ઇપ્સિત ફળની પ્રાપ્તિ કરી શકાય છે. શુષ્ક તર્કવાદનો શ્રદ્ધાપ્રધાન તર્કથી નિર્ણય કરી ક્લેશમય વાતાવરણને અટકાવવા ઉપર લક્ષ્યસ્થાન રાખવાથી શાસનનું રક્ષણ બળથી જ નહિ કરતાં ન્યાય-પુરઃસર કરવા અમારો નમ્ર પણ દૃઢ અભિપ્રાય પુનઃ જાહેર કરીએ છીએ.

લે૦ ન્યાય અન્વેષક.

श्री

# આત્માનન્દ પ્રકાશ.

इह हि रागद्वेषमोहाद्यभिभूतेन संसारिजन्तुना
शारीरमानसानेकातिकटुकदुःखोपनिपात-
पीडितेन तदपनयनाय हेयोपादेय-
पदार्थपरिज्ञाने यत्नो विधेयः ॥

पुस्तक १७ ] वीर संवत् २४४१, पोष. आत्म संवत् २४. [ अंक ६ ठो.



## श्री वीर स्तुति.

### હરિગીત.

જે વીરના ઉપદેશની અમૃતમયી વૃષ્ટિવડે,
આ જગતમાં લોકો ઘણા પામ્યા છ બોધી બિજને;
ચારિત્ર ઉંચું જેહનું નિરખી અને હૃદયે ધરી,
સંસારમાં લોકો ઘણાએ ચારિત્રને ધારણ કર્યું;
સંસાર સાગરથી કર્યો ઉદ્ધાર કઇક જનો તણો,
તે ધર્મસ્તંભરૂપી પ્રભુજી વિજય પામો સર્વદા.

# કેટલાક પ્રાસ્તાવિક શ્લોકો.

પદ્યાત્મક ભાષાંતર સહિત.

લે૦ રા. રા. કુબેરલાલ અંબાશંકર ત્રિવેદી—ભાવનગર.

ગતાંક પૃષ્ટ ૧૧૯ થી શરૂ.

आकाशमुत्पततु गच्छतु वा दिगन्त
मम्भोनिधिं विशतु तिष्ठतु वा यथेच्छम् ।
जन्मान्तरार्जितशुभाशुभकृन्नराणाम
छायेव न त्यजति कर्मफलानुबन्धः ॥

(વસંતતિલકા.)

ઉડી ભલે ગગનમાં કદિ ભાઇ જાઓ,
યત્ને કરી ફરી વળો સઘળી દિશાઓ;
પેસો સમુદ્રમહિં કે વરતો સ્વચ્છંદ,
છોડે ન છાંયસમ કર્મફલાનુબંધ.

कैवर्तककर्कशकरग्रहणच्युतोऽपि
जालान्तरे निपतितः शफरो वराकः ॥
दैवात्ततो विगलितो गिलितो बकेन
वक्रे विधौ वद कथं व्यवसायसिद्धिः ॥

(વસંતતિલકા.)

માછીતણા કર થકી છટક્યું જ ફાળે,
ત્યાં તો પડ્યું કમનશીબથી અન્ય જાળે;
ત્યાંથી છુટ્યું મછ અરે બગથી ગળાણું,
વાંકું વિધિ જવ પ્રયત્ન ન સિદ્ધ જાણું.

बन्धनस्थोऽपि मातङ्गः सहस्रभरणक्षमः ।
अपि स्वच्छंदचारी श्वा स्वोदरेणापि दुःखितः ॥

( દોહરો. )

હાથી બાંધેલો છતાં, પોષે સહસ્ર જન;
યથેચ્છ ભટકે શ્વાન પણ, ચિંતા પેટની મન.

अमितगुणोऽपि पदार्थो दोषेणैकेन निन्दितो भवति ।
निखिलरसायनमहितो गन्धेनोग्रेण लशुन इव ॥

( દોહરો. )

અવગુણ એક થકી ખરે, અગણિત ગુણ ઢંકાય;
લસણ રસાયણમાં વડું, ગંધ થકી નિંદાય.

परिहरतु पराङ्गनानुसङ्ग
मिदमति जीवितमस्ति वल्लभं चेत् ।
हरि हरि हरिणीदृशो निमित्तम्
दशदशकंधरमौलयो लुठन्ति ॥

( ઉપજાતિ. )

જો જીવ ભાઇ! કદિ હોય વ્હાલો, પરસ્ત્રી સંગે ન કદાપિ મ્હાલો;
હરી ગયો રાવણ રામ રાણી, થયાં દશે મસ્તક ધૂળધાણી.

भोज्यं भोजनशक्तिश्चरति शक्तिर्वरस्त्रियः ।
विभवो दानशक्तिश्च नाल्पस्य तपसः फलम् ॥

( દોહરા. )

વિવિધ જાતનાં ભોજનો, ભોજન શક્તિ સાથ;
ઉત્તમ યુવતિઓ ઘરે. ભોગશક્તિ સંગાથ.
દાનશક્તિની સાથ છે, લક્ષ્મી પાસ અપાર;
અલ્પ તપતણું ફળ ન એ, જાણો જગ મોઝાર.

સંપૂર્ણ.

# સ્વ જીવનશકિત ( Vitality ) નો વ્યર્થ વ્યય કરતાં અટકો.

"કરકસર એ બીજો ભાઈ છે" ઉડાઉ ફાટડાવેડા ન કરવા વિગેરે શાણી શિખામણોનો અર્થ–શાસ્ત્રમાં જેમ ઉપયોગ કરીને લક્ષ્મીનો નાહક વ્યય થતો અટકાવવામાં આવે છે તેમ જેના વડે આપણે આત્મજ્ઞાન, આત્મશ્રદ્ધા અને આત્મરમણતા પ્રમુખ સહજ સ્વાભાવિક આત્મસમૃદ્ધિ પ્રાપ્ત કરી તેની રક્ષા તથા પુષ્ટિ કરી શકીએ અને અનેક અજ્ઞાન જીવોને ઉન્માર્ગે જતાં જે જે અનર્થ ( દુઃખ ) થાય છે તે સારી રીતે નિઃસ્વાર્થપણે સમજાવી, તેમને અસત્ય માર્ગે પાછા વાળી, સન્માર્ગે જોડી શકીએ તે જીવનશક્તિનું સંરક્ષણ કરવાની આપણ સૌથી અગત્યની ફરજ છે. જેમ અનુકૂળ ખોરાક ( ખાનપાનાદિક ) વડે શરીર આરોગ્ય સચવાય છે અને પ્રતિકૂળ ખોરાકથી શરીરનું આરોગ્ય બગડે છે, જેમ ન્યા નીતિ–પ્રમાણિકતાભર્યા વ્યાપાર–વ્યવસાય વડે લક્ષ્મીની પ્રાપ્તિ, રક્ષા અ વૃદ્ધિ થઇ શકે છે અને અન્યાય–અનીતિ–અપ્રમાણિક આચરણથી તે વિનાશ જ થાય છે તેમ સદ્દભાવનાવાળા પવિત્ર વિચાર, ઉચ્ચાર અને આચાર વ આપણી જીવનશક્તિનું રક્ષણ અને પોષણ થવા પામે છે, અને તેવીજ રી વિરોધી ભાવનાયુક્ત મલીન વિચાર, વાણી અને આચાર વડે તેનો નાશ પ થાય છે એમ સમજી સુજ્ઞ જનોએ સદાય મૈત્રી, કરૂણા, પ્રમોદ અને માધ્યસ્થ જેવી ઉત્તમ ભાવનાઓ વડે પોતાનાં અંતઃકરણને ભાવિત કરી રાખવું જોઇ તથા પોતાનાં વિચાર, ઉચ્ચાર અને આચારને પણ જેમ બને તેમ અધિક ઉજ બનાવવા પ્રયત્ન ચાલુ રાખવો જોઈએ. જીવનશક્તિને ખીલવવાનો અને તેને સાર્થ [illegible] ઉપયોગથેજ હોઈ શકે. જેમ જેમ જીવન તેમ તેમ છુપાઇ–ઢંકાઇ–અવરાઇ ... છે. જીવનશક્તિ એ સ્વા ... ધર્મ–કળા બરાબર ... સમ્યગ્જ્ઞાન-વિજ્ઞાનકળા, ... એવી સદ્ધર્મકળા પ્રાપ્ત ... એ ઉત્તમ કળા પ્રાપ્ત ... અનેક પ્રાણીવર્ગને ઉપ- ... યથાર્થ રક્ષા કાળજીપૂર્વક

( વસંતતિલકા. )

માછીતણા કર થકી છટક્યું જ હોય
ત્યાં તો પડ્યું કમનશીબથી અન્ય જાળે
ત્યાંથી છુટ્યું મછ અરે બગથી ગળાણું,
વાંકું વિધિ જવ પ્રયત્ન ન સિદ્ધ જાણું.

बन्धनस्थोऽपि मातङ्गः सहस्रभरणक्षमः ।
अपि स्वच्छंदचारी श्वा स्वोदरेणापि दुःखि

કરી, તેનો જેમ બને તેમ અધિક વિકાસ કરવા પ્રયત્ન સેવવો જોઇએ. સમ્યગ્ જ્ઞાનાદિક કળાવડે આત્મબળ વધતુંજ જાય છે અને પુષ્ટિ પામેલાં આત્મબળ ( પુરૂષાર્થ ) વડે ઉક્ત કળા અધિક ખીલતી જાય છે. એ રીતે અન્યોન્યાશ્રય વડે ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થયાજ કરે છે અને છેવટે તે અનંતતાને પામે છે, એટલે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર (સ્થિરતા), અને અનંત વીર્યરૂપ બને છે. સત્ ચિદ્ આનંદ સ્વરૂપી આત્મા એ રીતે સાક્ષાત્ અનંત જ્ઞાન અને સુખનો સ્વામી પોતે બને છે અને પોતાના અમૃતમય ઉપદેશ વડે અનેક ભવ્યાત્માઓને પણ સનાથ કરે છે-કરી શકે છે. એ રીતે સ્વપરને ખરી સ્વાભાવિક સુખશાન્તિ પમાડવાની કળા કેળવવાની આપણને મળેલી અનુપમ અનુકૂળ તક બરાબર સાધી સાર્થક કરી લેવી કેટલી બધી જરૂરની છે તે હવે તમને સહેજે સમજી શકાશે. હીણા-નબળા-મલીન વિચારો, અણુછાજતા અસભ્ય રોષાદિકભર્યાં મલીન વચનો અને વગરવિચાર્યા સ્વપર પ્રાણઘાતક આચરણો વડે મુગ્ધ-અજ્ઞાન જીવો બાપડા પોતાને મળેલી અમૂલ્ય તકને કહો કે સ્વજીવનશક્તિને વ્યર્થ ગુમાવી ઉલટા અધિક દુઃખી બને છે. માટે માદક પદાર્થોનું સેવન (મદ), વિષયાસક્તિ, ક્રોધાદિક કષાય, આલસ્ય અને વિકથાદિકને દૂર તજી, સદ્ધર્મ કળા વડે આપણે સ્વજીવનશક્તિને ખીલવવી ઘટે છે જેથી અંતે અનંત સુખશાન્તિ પ્રસરે. ઇતિશમ્.

લે૦ મુનિ મહારાજ શ્રી કર્પૂરવિજયજી મહારાજ.

## સંયમ એજ સુખ-શાન્તિની ખરી ચાવી છે.

કઇક ભોળા લોકો સંયમના નામથીજ ભડકે છે. તેમને સંયમનો ખરો અર્થ સમજાયો હોતો નથી. અથવા સંયમનો મિષથી કઇક વખત બગભક્તોનો દંભ જોઇ તેઓ તેથી ઉભગી ગયા હોય છે અથવા તો તેમનો તે તરફ અભાવ પેદા થયેલ હોય છે. પરંતુ જો સંયમનો ખરો અર્થ-પરમાર્થ ઠીક સમજાય અને તેવાજ સાચા સંયમનું યથાર્થ રીતે પાલન કરાતું સાક્ષાત્ જોવાય તો તે સાચા સંયમ પ્રત્યે તેમજ સંયમવત વ્યક્તિ પ્રત્યે પ્રેમ પ્રગટ્યા વગર રહે નહીં. તેથીજ સંયમનો અર્થ-પરમાર્થ કહેવા પ્રયત્ન કરશું.

ઉક્ત સંયમમાં સં અને યમ બે પદ છે. સમ્=સમ્યક્-સારી રીતે યમ=નિયમનું પાલન કરવું-હિંસા, અસત્ય, ચોરી, જારી પ્રમુખ પાપકાર્યોનો બને તેટલો પરિહાર ( ત્યાગ ) કરવો, મન તથા ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો ( તેમને ઉન્માર્ગે

જવા ન દેવા-જતાં અટકાવવા ), ક્રોધ-રોષ, માન-અહંકાર, માયા-કપટ અને લોભ ( અથવા રાગ અને દ્વેષ ) રૂપ ચંડાળોથી ચેતતા રહેવું ( તેમનો સંગ ન કરવો ), તથા મન, વચન અને કાયાને કબજામાં ( અંકુશમાં ) રાખવા પ્રયત્ન કરવો તેનું નામ સંયમ. શુદ્ધ પ્રેમ-દયા, સત્ય, પ્રમાણિકતા અને શીલ-સંતોષાદિકનું સતત સેવન કરવાથી, ક્ષણિક અને અશુચિ ભરેલા જડ વસ્તુ સંબંધી વિષયભોગની અસારતા સમજી અને તેની ઉપેક્ષા કરી આત્માના સહજ સ્વાભાવિક સત્ ચિદ્ આનંદ મેળવવા ખરા નિસ્પૃહી જ્ઞાની ગુરૂની ખરા દીલથી સેવા-ઉપાસના કરવાથી, ક્ષમા-સમતા, મૃદુતા-નમ્રતા, ઋજુતા-સરલતા અને સંતોષાદિક સદ્દગુણો સારી રીતે આદરવાથી તથા વિચાર, વાણી અને આચારમાંની મલીનતા ટાળી શુદ્ધિ કરવાથી સંયમની પ્રાપ્તિ, રક્ષા અને અભ્યાસ બળથી વૃદ્ધિ થાય છે. એજ સુખ-શાન્તિ પ્રાપ્ત કરવાની, તેને ટકાવી રાખવાની તેમજ તેની અભિવૃદ્ધિ કરવાની ખરી ચાવી છે અને તેથીજ તે દરેક ભવ્ય આત્માએ અવશ્ય આદરવા યોગ્ય છે.

પૂર્વોકત હિતકારક-સુખદાયક સંયમમાર્ગનો અનાદર કરી જીવ જો સ્વચ્છંદપણે હિંસા, અસત્ય, ચોરી, જારી પ્રમુખ પાપ માર્ગમાંજ રચ્યોપચ્યો રહે, મનગમતા શબ્દાદિક વિષયમાં રાગ-આસક્તિ અને અણગમતા વિષયો પ્રત્યે દ્વેષ-અરૂચિ કરતો રહે, ક્રોધાદિક કષાય અગ્નિને ઠારવા-શાન્ત કરવાને બદલે તે પ્રબળ થાય તેવાં આચરણ કર્યા કરે અને મન, વચન તથા કાયાને કહો કે વિચાર, વાણી અને આચારને શુદ્ધ-પવિત્ર બનાવવાને બદલે મલીન બનાવતો રહે તો તે અસંયમવડે પરિણામે દુઃખ અને અવનતિમાં જ આવી પડે. સર્વે જીવનું હિતચિન્તવન કરવું, દુઃખી જનનાં દુઃખ દૂર કરવા આપણાથી બનતું કરવું, સુખી કે સદ્દગુણીને દેખી કે સાંભળીને રાજી ખુશી થવું અને પાપી પ્રાણી ઉપર પણ દ્વેષ નહીં કરતાં બની શકે તો તેને સુધારવા ( નિષ્પાપી બનાવવા ) પ્રયત્ન કરવો એ આપણી પવિત્ર ફરજ સમજવી જોઇએ. તેને બદલે અન્યનું અનિષ્ટ-અહિત ચિન્તવીએ, દુઃખીની ઉપેક્ષા કરીએ અથવા તો તેના તરફ દ્વેષ-અરૂચિ-ખેદ-તિરસ્કાર બતાવી દુઃખમાં ઉમેરો જ કરીએ, સુખી કે સદ્દગુણીની ઇર્ષ્યા-અદેખાઇ-અવજ્ઞાજ કરીએ અને પાપી નીચ નિન્દ્ય કામ કરનાર સાથે પ્રીતિ બાંધી પાપાચરણને પુષ્ટિ આપીએ એ બધાં અસંયમવડે સુખ-શાન્તિ પામી ન જ શકીએ, એ સ્પષ્ટ સમજી સંયમ સેવવો.

લે૦ મુનિ મહારાજ શ્રી કપૂરવિજયજી મહારાજ.

---

# સત્સંગ કરવાથી થતા અનેક ઉત્તમ લાભ.

સંત-સુસાધુ જનોની સંગતિ કલ્પવેલીની પેરે કયા કયા ગુણ-લાભની પ્રાપ્તિ નથી કરાવતી ? કલ્પવેલી કેવળ ઐહિક-આ લોક સંબંધી સુખલાભની પ્રાપ્તિ કરાવે છે, ત્યારે સંતસેવા-ભક્તિરૂપ અપૂર્વ કલ્પવેલી અલૌકિક અગણિત સુખ સંપદાની પ્રાપ્તિ અને વૃદ્ધિ માટે થાય છે. તે કઈક કાળના પુરાણા પાપ સમૂહનો નાશ કરે છે, જેથી આત્માની કઇક પ્રકારની મલીન વાસનાઓ વિલય પામે છે અને શુભ વાસનાઓ જાગૃત થાય છે; સુકૃત્યની વૃદ્ધિ કરે છે-કલ્યાણ પરંપરાનો જમાવ કરે છે; જેથી જીવને સર્વત્ર સુખશાન્તિનો જ અનુભવ થાય છે; સુબુદ્ધિ જગાડે છે અને કુબુદ્ધિ ટાળે છે, જેથી જડતા ( ભ્રમ-વિભ્રમાદિક ) દૂર થતાં ગમે તેવા પ્રસંગમાં લગારે મુંઝાયા વગર સત્ય દિશાનું શીઘ્ર ભાન થાય છે અને તેમાં અસ્ખલિત પ્રયાણ થઇ શકે છે; વળી તે નવી નવી રૂડી વિજ્ઞાન-કલા પ્રગટાવે છે, જેથી કોઇ પણ સ્થળે પરાભવ નહીં પામતાં સર્વત્ર જયલક્ષ્મી પ્રાપ્ત થાય છે; અજ્ઞાન-મિથ્યાત્વ અંધકાર દૂર કરી જ્ઞાન-પ્રકાશ પ્રસારે છે, જેથી સ્વાત્મગત અનંતવીર્ય-શક્તિનું યથાર્થ ભાન-શ્રદ્ધા પ્રગટ થતાં, સ્વવીર્યશક્તિનો ઉપયોગ ઉત્તમ પ્રકારના સંયમ-યોગનું યથાર્થ પાલન કરવા વડે અનંતી આત્મઋદ્ધિ સંપાદન અર્થે કરી લેવામાં આવે છે. આ રીતે સંત-સુસાધુ જનોની સેવા-ભક્તિ-ઉપાસના અકૃત્રિમ (સાચા-સ્વાભાવિક) સુખના અર્થી મુમુક્ષુ જનોને છેવટે અક્ષય અનંત અવિનાશી સુખ-શાન્તિ આપવા સમર્થ બને છે. ઇતિશમ્.

લે—મુનિમહારાજશ્રી કર્પૂરવિજયજી મહારાજ.

# દ્રવ્ય-ભાવ તીર્થસેવાનું અનુપમ ફળ.

શત્રુંજય, ગિરનાર, અર્બુદાચળ, અષ્ટાપદ અને સમેતશિખરાદિક **સ્થાવર તીર્થો** લેખાય છે, જ્યારે ક્ષમા-દયાદિક અનેક ગુણોથી અલંકૃત થયેલા ઉત્તમ ગણધરાદિક સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ **જંગમ તીર્થરૂપ** કહેવાય છે ઉક્ત ઉભય તીર્થને સ્થાપનારા ( પ્રવર્તાવનારા ) અસાધારણ ગુણ-શક્તિને **ધારણ** કરનારા **તીર્થંકરો** હોય છે. ઉક્ત ઉભય તીર્થનું તેમજ તીર્થંકર ભગવાનનું યથાર્થભાવે સેવન કરનારા ભવ્ય જનો અનુક્રમે ઉત્તમ પ્રકારના જ્ઞાન વૈરાગ્ય ( સંયમ-યોગ ) ને પામી સહજમાં આ ભવસાગરને તરી જાય છે.

તીર્થભૂમિમાં ઉત્તમ પ્રકારનું વાતાવરણ બંધાયલું રહે છે, તેના સંગથી મલીનતા દૂર થાય છે અને અંતઃકરણ પવિત્ર બને છે. અઘોર પાપ કરનારા પણ

પવિત્ર તીર્થસેવનથી સકળ પાપથી મુકત થઈ અંતે પરમાનંદ પદ પામી શકે છે. શ્રી શત્રુંજય તીર્થની સેવાથી કંડુ રાજા જેવા ( પાપી-નિર્દયી ) જીવો પણ તરી ગયા છે. તીર્થસેવાથી મહીપાલ કુમારની પેરે દ્રવ્યભાવ રોગથી મુકત થઇ શકાય છે.

"શ્રી તીર્થરાજની યાત્રા કરનારા યાત્રિક જનોની રજનાસ્પર્શથી પવિત્ર થવાય છે, તીર્થઅટન કરવાથી ભવભ્રમણ કરવું પડતું નથી. તીર્થભૂમિમાં ઉદાર દીલથી દાન દેવાથી લક્ષ્મી સ્થિર થાય છે અને જિનેશ્વર દેવની પૂજા-અર્ચા કરવાથી પોતે પૂજનિક થાય છે."

'અન્ય સ્થાને કરેલાં પાપ તીર્થસ્થાને (તપ જપ વ્રત નિયમ કરવાથી) છુટી શકે છે, પરંતુ તીર્થસ્થાને ( સ્વેચ્છાચારથી ) કરેલાં પાપ વજ્રલેપ થાય છે' એમ સમજી સર્વ આશાતના તજી વિધિપૂર્વક તીર્થસેવા કરવી ઘટે છે. ઇતિશમ્.

લે—મુનિમહારાજશ્રી કર્પૂરવિજયજી મહારાજ.

# મિથ્યાત્વના ચાર ભેદ.

૧ પ્રવર્તન મિથ્યાત્વ—લૌકિક તેમજ લોકોત્તર મિથ્યાત્વ સંબંધી કરણી કરે-રાગ દ્વેષાદિકથી અભિભૂત (વ્યાપ્ત) લૌકિક દેવ ગુરૂની સેવા કરે તે લૌકિક તેમજ વીતરાગ દેવ ગુરૂ ધર્મની તુચ્છ આશંસા રાખીને સેવન કરે તે લોકોત્તર મિથ્યાત્વ તજવા યોગ્ય છે. વ્યવહાર સમકિતના સેવનથી તે સુખે તજી શકાય છે.

૨ પ્રરૂપણા મિથ્યાત્વ—સત્યથી વિપરીત અસત્ય માર્ગ અન્ય મુગ્ધ જનોને સમજાવી તેમને ઉન્માર્ગે દોરવી જવા રૂપ પ્રરૂપણા મિથ્યાત્વ પણ વ્યવહાર સમકિતની પ્રાપ્તિ થતાં દૂર થઇ શકે છે-દૂર થાય છે.

૩ પરિણામ મિથ્યાત્વ—સર્વજ્ઞ અને સર્વદર્શી વીતરાગકથિત તત્ત્વ વચનોને યથાર્થ નહીં માનવા રૂપ મિથ્યાત્વ-વિપરિત બુદ્ધિ ( વાસના ) અવશ્ય તજવા યોગ્ય છે. વીતરાગ કથિત તત્ત્વને યથાર્થ જાણી તેના ઉપર દ્રઢ પ્રતીતિ ( આસ્થા ) રાખવાથી તે દૂર થઈ શકે છે. સદ્વિવેક રૂપ રત્નદીપક હૃદયમંદિરમાં પ્રગટવાથી અજ્ઞાન-મિથ્યાત્વ રૂપ અંધકાર સહેજે નાશી જાય છે.

૪ પ્રદેશ મિથ્યાત્વ—અનંતાનુબંધી કષાયાદિક મોહનીય કર્મની સાત પ્રકૃતિ સત્તામાં રહેલી હોય તે પ્રદેશ મિથ્યાત્વ તો ક્ષાયક સમકિત આત્મામાં પ્રગટ થયાથી દૂર થઇ શકે છે. મિથ્યાત્વ રૂપી મહાશલ્ય, મહા વિષ, મહાવ્યાધિ અને મહા આપદા દૂર કરવા સિદ્ધ ઔષધી રૂપ સમ્યકત્વ ( સમકિત ) સંજીવની સદગુરૂ પાસેથી પ્રાપ્ત કરી કૃતાર્થ થવું. ઇતિશમ્.

લે—મુનિમહારાજશ્રી કર્પૂરવિજયજી મહારાજ.

## સદ્ગુરૂ—સત્સંગમહિમા

૧ સદ્દગુરૂની કૃપાથી જડ જેવો શિષ્ય જ્ઞાની-પંડીત બનીને પોતે કલ્યાણ-ભાગીથાય છે અને અન્યને પણ સદ્દભાગી કરે છે.

૨ મલયની સુવાસથી અન્ય રૂખડાં ( વૃક્ષો ) પણ ચંદન રૂપ બની જાય છે તેમ શુદ્ધચારિત્રસંપન્ન સદ્દગુરૂના સંગથી મલીન વાસનાવાળા જીવો પણ સુધરી સુવાસિત થાય છે.

૩ પારસમણિના સંગથી જેમ લોહ સુવર્ણ થઇ જાય છે તેમ સંત-મહાત્માના સમાગમથી ( તેમના પ્રસાદથી ) જીવનું કલ્યાણ થઇ જાય છે.

૪ વેધક રસના સ્પર્શથી જેમ તાંબુ સુવર્ણ રૂપ થાય છે તેમ સંત-સુસાધુ જનની સેવા-ભક્તિથી ભકતોનું કલ્યાણ થાય છે.

૫ મેરૂ ( સુવર્ણગિરિ ) ઉપર ઉગેલું તૃણ પણ સુવર્ણતાને પામે છે તેમ સત્સંગના પ્રભાવથી જીવનું સદ્દભાગ્ય જાગે છે.

૬ ગમે તેવાં મલીન ( મેલાં ) પાણી પણ ગંગા નદીમાં ભળવાથી ગંગાજળ તરીકે મનાય છે-સેવાય છે તેમ સત્સંગના પ્રભાવથી ગમે તેવા હીનાચારી પણ સુધરી સદાચારી બને છે.

૭ જળબિંદુ સમુદ્રમાં ભળવાથી જેમ અક્ષય થાય છે તેમ સંતચરણમાં આત્માર્પણ કરવાથી તદ્રુપ થવાય છે.

૮ જેમ ભમરીના ચટકાથી એળ ઇયળ ભમરી રૂપ બની જાય છે તેમ સંત પ્રત્યેના નિઃસ્વાર્થ પ્રેમથી સંતરૂપ થવાય છે.

૯ સ્વાતિનું જળ છીપલીના સંગથી સાચા મોતી રૂપ થાય છે તેમ સંત પ્રત્યે સાચા હૃદયની પ્રીતિ-ભક્તિથી જડતા દૂર થઈ જાય છે અને આત્મા સદ્દગુણમય અમર બની જાય છે.

૧૦ જેમ જાંગુલી મંત્રથી વિષધરાદિકનું વિષ ઉતરી જાય છે તેમ સંત-સાધુ જનોની ધર્મ-આશિષવડે દારિદ્ર-દુઃખ દૂર થઇ જાય છે અને નવજીવન પ્રગટે છે.

૧૧ સંત-મહાત્મા ધર્મ-દેવ હોઇ સદાય સેવવા યોગ્ય છે.

લે-મુનિમહારાજ શ્રી કર્પૂરવિજયજી મહારાજ.



# ઉદ્યોગપરાયણતા.

વિઠ્ઠલદાસ મૂળચંદ શાહ બી. એ.

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः दैवेन देयमिति कापुरुषा वदन्ति ।
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥

આ જીવન એક વિચિત્ર અને ગહન વસ્તુ છે. એને સંપૂર્ણતઃ જાણવાનું અથવા સમજવાનું કાર્ય અત્યંત કઠિન છે. જીવનમાં કયી કયી વસ્તુઓ ઉચિત છે, કયી વસ્તુઓ અનુચિત છે, એનો શું આદિ છે અને શુ અંત છે વિગેરે મહત્વના પ્રશ્નોનું નિરાકરણ મહાન્ ધુરંધર જ્ઞાની પુરૂષો પણ એક રૂપથી કરી શકયા નથી. અનેક વિદ્વાન્ પુરૂષો ભ્રમણામાં પડીને નાસ્તિક બની ગયા છે. જો કે અનેક વિદ્વાન્ પુરૂષોએ ઉક્ત વિષયોનો વિચારપૂર્વક અભ્યાસ કરવામાં વર્ષોનાં વર્ષો વ્યતીત કર્યા છે તથાપિ ઘણી બાબતો એવી હોય છે કે જેનો પત્તો પણ લાગતો નથી. સત્યનું શોધન કરવામાં લોકો અત્યંત પરિશ્રમ વેઠે છે, પરંતુ એ શોધનું છેવટ એટલુંજ આવે છે કે વસ્તુતઃ શું હકીકત છે તેનું ખરૂં સ્વરૂપ સમજવામાં આવી શકતું નથી.

કોઇ કોઇ વખત મનુષ્યને એટલી બધી નિરાશા ઉપજે છે કે તે ચારે તરફ અંધકાર જ જુએ છે. કોઇ વખત સંદેહનું વાદળું એટલું બધું છવાઇ રહે છે છે કે તેને પદાર્થોનાં સ્વરૂપમાં પણ વિશ્વાસ નથી રહેતો અને તેના મનમાં નાના પ્રકારની પ્રશ્નપરંપરા ઉઠવા લાગે છે. તે કહેવા લાગે છે કે " આ સઘળી માયાજાળ છે. કોઇ જીવાત્મા નથી વા કોઇ પરમાત્મા નથી. સ્વર્ગ નથી તેમજ નરક નથી. લોક પરલોક આદિ શબ્દમાત્ર છે. દયા અને ન્યાય જેવી વસ્તુ વાસ્તવિક રીતે છે જ નહિ આખો સંસાર માયાથી પૂર્ણ છે. કોઇ સુખી છે, તો કોઇ દુઃખી છે; કોઇ રાજા છે, તો કોઇ રંક છે. કોઇ જુઠું બોલે છે, ચોરી કરે છે છતાં સુખી જીવન ગાળતા માલુમ પડે છે. કોઇ સત્યવાદી છે, નીતિમય જીવન ગુજારે છે છતાં દુઃખપીડિત દશા અનુભવે છે સત્પુરૂષો યૌવનકાળમાં જ કાળના કોળીયા બની જાય છે અને દુર્જનો દીર્ઘાયુષ્ય ભોગવતા જોવામાં આવે છે. આમ હોવાથી સંસારમાં રહીને કંઇ કાર્ય કરવું વ્યર્થ છે. "

ખરેખરી રીતે જોતાં આ સર્વ એવી બાબતો છે કે જેનો તાત્કાલિક ઉત્તર આપવો કઠિન છે. સંસારમાં જેટલા મતમતાંતરો છે તે સર્વ આ પ્રશ્નોના ભિન્ન ભિન્ન પ્રકારના ઉત્તરો આપે છે અને એ કારણથી જ અનેકાનેક મતમતાંતરો ઉત્પન્ન થયા છે ને જે તત્વવેત્તાઓએ એ સર્વ પ્રશ્નોપર વિચારો કર્યા છે તે સહુએ પૃથક્ પૃથક્ રૂ-

પછી એના ઉત્તર આપ્યા છે અને પોતાના ઉત્તરને યથાસંભવ યુક્તિઓથી સિદ્ધ કર્યા છે. હવે આ સ્થળે આપણું કાર્ય તેઓના સિદ્ધાંતો ઉપર વિચાર કરવાનું છે. જે જે બાબતોનો આપણો અંતરાત્મા સ્વીકાર કરે અને જે આપણને યુક્તિપુરઃસર જણાય તે સઘળી બાબતો પર વિશ્વાસ રાખી આપણે જીવનનાં કાર્યક્ષેત્રમાં પ્રવેશ કરવો જોઇએ. જીવન નિઃસાર વસ્તુ નથી. મહા મુશીબતે માનવજીવનની પ્રાપ્તિ થાય છે. તેથી આવું અમૂલ્ય માનવજીવન નિરાશામાં ગુમાવી દેવું જોઇએ નહિ. આપણે હમેશાં યથાશક્તિ ઉદ્યોગ કરતા રહેવું એ આપણું પ્રથમ કર્તવ્ય છે. પ્રત્યેક મનુષ્યે આવો નિશ્ચયાત્મક સંકલ્પ કરી લેવો જોઇએ કે-' હું ઉત્તમ કાર્યોની ખાતર યથાશક્તિ નિરંતર ઉદ્યોગ કરીશ અને મારા પોતાના હૃદયના પ્રકાશને હમેશાં વધારતો રહીશ. કદાચ મને સ્વીકૃત કાર્યમાં નિષ્ફળતા મળે તો પણ હું મારા કર્તવ્ય કર્મથી લેશમાત્ર ચ્યુત થઇશ નહિ અને अङ्गीकृतं सुकृतिनः परिपालयन्ति॥ એ સૂક્તને યથાર્થ રીતે અનુસરીશ. કદાપિ મારા માર્ગમાં ભય, દુઃખ અને શોકના પ્રસંગો ઉપસ્થિત થાય તો પણ હું અધીરો બની જરા પણ ગભરાઇ જઇશ નહિ.' જે મનુષ્યો આપત્તિના કઠિન પ્રસંગોની સામે થઇને યથાશક્તિ હમેશાં પોતાનું કાર્ય કર્યે જાય છે, ભૂત ભવિષ્યની ચિંતા કરતા નથી, કાર્યોના સારા વા નરસા પરિણામને લઇને પોતાના માર્ગથી વિચલિત થતા નથી તે જ મનુષ્યોને શાંતિદેવીનો સંપૂર્ણ સાક્ષાત્કાર થાય છે. અર્થાત્ તેઓ જ પૂર્ણરૂપથી શાંતિ અનુભવી શકે છે. આવા મનુષ્યો તો ચિત્તમાં શાંતિ રાખી એમજ વિચાર કરે છે કે-' હું મારી પોતાની શકિત અનુસાર કાર્ય કરૂં છું; પછી પરિણામ જે આવવું હોય તે આવે.

' મારે યથાશકિત પ્રયત્ન સદા કરવો જોઇએ ' એ સંકલ્પને પોતાનાં જીવનનો આધાર બનાવીને એના ઉપર મનુષ્ય પોતાના મત યા દર્શનનો પ્રબંધ રચે છે. ફક્ત એટલીજ જરૂર છે કે આ જીવનને વાસ્તે જે જે સામગ્રી એકત્રિત કરી હોય તેમાં પોતાની શકિત અને અનુભવને સપૂર્ણતઃ લગાવી દેવા જોઇએ. આમ કરવું એ કોઇ મતથી પ્રતિકૂળ નથી, તેમજ કોઇ ધર્મમા બાધક ગણાતું નથી; પરંતુ જે સમયે જીવનસંગ્રામમાં કઠિનતાઓ ઉપસ્થિત થાય છે તે સમય અત્યંત ઉપયોગી તેમજ લાભદાયી ગણાય છે.

અત્ર એક વાત ખાસ લક્ષમાં રાખવા લાયક છે. તે એ છે કે કેવળ વિચારથી કામ ચાલી શકતું નથી. જ્યાં સુધી વિચારોને કાર્યનું રૂપ આપવામાં આવતું નથી ત્યાં સુધી એકલા વિચારો નિરર્થક છે જ્યાં સુધી મનુષ્ય અમુક નિયમને પોતાનો બનાવી લેતો નથી અથવા પ્રતિદિન વ્યવહારમાં યોજતો નથી ત્યાં સુધી ઉકત નિયમ ઉપયોગી થઇ શકતો નથી. જ્યાંસુધી વિચારરૂપી બીજમાંથી કાર્યરૂપી ફળફુલની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી વિચાર વ્યર્થ છે. આ એક સર્વના અનુભવની વાત છે કે જે આપણે બેઠાં બેઠાં વિચારો કર્યા કરીએ કે શસ્ત્રનો ઉપયોગ આમ કરવો જો-

ઇએ અને તેમ કરવો જોઇએ, પરન્તુ શસ્ત્રને હાથમાં કદિ પણ ન લઇએ, તો રણસંગ્રામમાં કદાપિ સફલતા મળી શકતી નથી.

જે મનુષ્ય શુદ્ધ હૃદયથી પ્રત્યેક કાર્ય યથાશકિત ઉદ્યોગપૂર્વક કરવાની ઈચ્છા રાખે છે તેનાં જીવનમાં આ વાત પ્રતિપલ પ્રકટ થયા કરે છે. તુચ્છમાં તુચ્છ કાર્યમાં પણ પૂર્ણ ઉદ્યોગની આવશ્યકતા છે. સહુ કોઇ જાણે છે કે સૂર્ય કેવળ મોટી વસ્તુઓ પર પ્રકાશતો નથી; પરંતુ જમીન ઉપર પડેલી નજીવી વસ્તુઓ ઉપર તેમજ મોટા પર્વતોના શિખરો ઉપર સરખી રીતે તેનો તેજસ્વી પ્રકાશ પડે છે. જે રાસાયણિક ગુણ સમુદ્રનાં સંપૂર્ણ પાણીમાં રહેલો છે તે પાણીનાં એક બિંદુમાં પણ રહેલો છે. એ મુજબ કાર્ય કરતી વખતે આપણે એમ વિચાર ન કરવો જોઈએ કે આ કામ નજીવું છે, તેથી તેમાં વધારે ધ્યાન આપવાની જરૂરીયાત નથી. ન્હાનાં મોટાં સર્વ કાર્યો યથાશક્તિ ઉત્તમ રીતિથી કરવાં જોઇએ. કોઇ પણ કાર્ય ગમે તેટલું ન્હાનું હોય તો પણ તે હમેશાં ઉત્તમ રીતે કરવું જોઈએ. કદાચ કોઈ કાર્ય હલકું હોય તો પણ આપણું હૃદય તેમાં પુરેપુરૂં લગાવીને તેને ઉચ્ચ કોટિનું બનાવવા પ્રયત્નો કરવા જોઇએ.

નજીવી વાતો તરફ બેદરકારીથી દુર્લક્ષ રહેવું તે કદી પણ યોગ્ય નથી. ન્હાનાં ન્હાનાં કાર્યો તરફ આપણે બેદરકાર રહેશું તો મોટાં મોટાં કાર્યોમાં કદિ સફળતા મળી શકશે નહિ. મોટાં કાર્યો સારી રીતે કરવા માટે એ જરૂરનું છે કે આપણે ન્હાનાં કાર્યો સારી રીતે કરવા જોઇએ. કોઇ પણ કાર્ય જેવું થવું જોઇએ તેવું જ્યાં સુધી થાય નહિ ત્યાં સુધી મનુષ્યે સંતુષ્ટ થવું જોઇએ નહિ. અત્ર એટલું સ્મરણમાં રાખવાનું છે કે જે કાર્ય કરવા યોગ્ય હોય છે તે અવશ્યમેવ સારૂં કરવાને યોગ્ય હોય છે.

જે મનુષ્ય હમેશાં યથાશક્તિ ઉત્તમ રીતિથી કાર્ય કરવામાં ઉદ્યોગપરાયણ રહે છે તે તીક્ષ્ણબુદ્ધિ અને ચાલાક બંને છે. નજીવી વાતોમાં પણ તે પોતે ધ્યાન રાખતા શીખે છે. જગતના લોકો પોતાનું કાર્ય જોઇને શું કહેશે તેની તે દરકાર રાખતો નથી; પરંતુ તે તો એકજ વાત ધ્યાનમાં રાખે છે કે જે કાર્ય હું કરૂં છું તે પોતાને કરવા યોગ્ય છે કે નહિ. બીજા લોકો પોતાનાં કાર્ય વિષે કેવા વિચારો બાંધે છે તેની મુંઝવણમાં જે મનુષ્ય પડે છે તે કંઇ પણ કરી શકતો નથી અને તેને કદિ શાંતિ પણ મળી શકતી નથી. સામાન્ય જનસ્વભાવ જ એવો છે કે આપણે સારામાં સારૂં કાર્ય કરશું તો પણ લોકો તેમાં કાંઇને કાંઇ દોષ શોધી કાઢવા મથવાના. કાર્યનાં પ્રમાણમાં બીજા લોકોનો વિરોધ હોય છે જ. જો આપણે આ વિરોધનાં

કારણથી કાર્ય કરવાનું તજી દઈએ તો કંઈ પણ કાર્ય થઇ શકતું નથી. આથી જ મનુષ્યે એટલું જ કરવું ઉચિત છે કે પોતાનું કાર્ય સારૂં, ઉપયોગી અને યોગ્ય છે કે નહિ એટલોજ તેણે વિચાર કરવો જોઇએ. આપણો અંતરાત્મા સાક્ષી પુરે કે અમુક કાર્ય સારૂં છે, કરવા યોગ્ય છે, તો પછી જગતના વિરોધની લેશ પણ પરવા કરવાની જરૂર નથી. નિ:શંક બનીને આપણે આપણાં કાર્યમાં તત્પર બનવું જોઇએ.

ન્હાની ન્હાની વાતોમાં ધ્યાન રાખવાથી જ મનુષ્ય મોટી વાતોમાં સાવધાન રહેતા શીખી શકે છે. જે મનુષ્યની હમેશની વાતચીતમાં બેદરકારી જોવામાં આવે છે, જે જરા વાત કરવામાં પણ અચકાય છે અને ભૂલો કરે છે તે મનુષ્યમાં વક્તૃત્વ ખીલે એવી કદાપિ આશા રાખી શકાતી નથી. જે મનુષ્ય પ્રત્યેક વાતમાં ઉત્તમતા દર્શાવે છે તેજ મનુષ્ય પોતાનું જીવન ઉત્તમ રીતિથી વહન કરી શકે છે. કોઇ માણસના વિષે એમ કહેવામાં આવે કે તે પોતાનું કાર્ય ઉત્તમ રીતિથી કરે છે તો તેનો અર્થ એમ છે કે તે પોતાની ચિત્તવૃત્તિઓને કાર્યમાં ઘણી સારી રીતે પરોવી શકયો છે અને પોતાનાં જીવનને ઉપયોગી બનાવી શકયો છે. આવા મનુષ્યમાં કૃત્રિમતાનો લેશ પણ આભાસ હોતો નથી. માનસિક અને શારીરિક શક્તિઓનો સદુપયોગ એજ શિક્ષણનો વાસ્તવિક હેતુ છે. ઉકત મનુષ્યમાં એ બન્ને શક્તિઓ પોતાનાં કાર્યો સારી રીતે બજાવતી હોય છે. આવો માણસ કોઈ પણ વાત જાણવા માત્રથી સંતોષ માનતો નથી, પરંતુ જો તે સારી હોય છે તો તે તેનું તત્કાળ ગ્રહણ કરી લે છે.

કેટલાક મનુષ્યો દૈવપર અનુચિત વિશ્વાસ રાખીને પોતાની જાતને તુચ્છ અને અયોગ્ય બનાવી મુકે છે. તેઓ એમ સમજે છે કે અમુક મનુષ્ય સુખી છે અથવા તો આનંદમાં છે તેનું કારણ એ છે કે તેનું ભાગ્ય સારૂં છે. તે પોતે ઉદ્યોગ કરતો નથી; પરંતુ એમ જ સમજે છે કે મારૂં ભાગ્ય જ ખરાબ હોવું જોઇએ કે જેથી મને મારાં કાર્યમાં સાફલ્ય મળ્યું નહિ. તે પોતાનાં જીવનની લગામ કેવળ ભાગ્ય ઉપર જ છોડી દે છે. તેને એમ ખબર નથી હોતી અથવા તે વિચાર પણ નથી કરતો કે બીજાની સફલતાનું કારણ તેનું ભાગ્ય નહિ, પરંતુ તેની દૃઢતા, વીરતા, એકાગ્રતા અને કાર્યતત્પરતા છે. વળી તે મસ્તદશામાં પડયો રહી સમયનો પણ કંઈ વિચાર કરતો નથી. તે તો એવા વિચારોમાં મગ્ન રહે છે કે 'જે ભાગ્યમાં લખ્યું હશે તે ઘરે બેઠા મળી રહેશે. પાતાળમાંથી નીકળીને લક્ષ્મી સ્વયં ચાલી આવશે.' આવા મનુષ્યોને સંસારમાં કદિ પણ સફલતા મળી શકતી નથી. તેઓ દિવસાનુદિવસ આળસુ, નિરૂદ્યમી અને સાહસહીન બનતા જાય છે, અને ધીમે ધીમે બીજા લોકોની ઇર્ષ્યા કરવા અને તેઓની સાથે દ્વેષથી વર્તવા લાગે છે. આવા મનુષ્યો સંસાર અને

માર્ગ કદિ પણ બંધ થતો નથી. જો મનુષ્ય આ વાત સારી રીતે સમજીને ગ્રહણ કરે, તેના પર વિશ્વાસ રાખે અને તેને પોતાનાં જીવનનો ઉદ્દેશ બનાવી લે તો પછી મનુષ્યની ઉન્નતિની કશી સીમા રહેતી નથી. મનુષ્યનું તો એજ કર્તવ્ય છે કે તેણે સર્વદા યથાશકિત ઉદ્યોગ કરતાં રહેવું, ચિત્તમાં અશાંતિ જરાપણ આવવા દેવી નહિ અને પોતાના ઉદ્યોગનું શું પરિણામ આવશે તેની લેશ પણ પરવા કરવી નહિ.

આત્મનિર્બળતાનું એક બીજું પણ કારણ છે. તે એ છે કે પ્રાયે કરીને મનુષ્ય એમ સંકલ્પ કરે છે કે અમુક કાર્ય જો અમુક પ્રકારે કર્યું હોત તો અમુક પરિણામ આવત. આવા સંકલ્પ વિકલ્પ કરવામાં સમય અને શકિતનો વ્યર્થ ઉપયોગ થાય છે. જે બનવાનું હતું તે બન્યું. એને માટે શોચ કરવો ફોકટ છે. પરંતુ જે બનવાનું છે તેના પર તો વિચાર કરવો જોઇએ. જે મનુષ્ય ભૂતકાળની બાબતોને માટે શોચ કર્યા કરે છે તે ભવિષ્યનાં કાર્યો પણ બગાડી મુકે છે; તેથી તેને કોઈ પણ કાર્યમાં સફલતા મળી શકતી નથી. જ્યારે મનુષ્ય જીવનસંગ્રામમાં લડતા લડતા થાકી જાય છે ત્યારે પ્રકૃતિદેવી તેને પ્રેમથી એમ કહેતી માલુમ પડેછે કે "પ્રિય પુત્ર ! અત્યારે જે કાંઈ કાર્ય તમે હાથમાં લીધું છે તે ઉત્તમ રીતિથી કરો, એમાં જ તમારી સઘળી બુદ્ધિ અને શકિત પૂર્ણ રૂપથી લગાવી દો કે જેથી કરીને ભવિષ્યને માટે તમે સારી તૈયારી કરી શકો અને તમે યોગ્યતા પ્રાપ્ત કરી શકો. તમારી પાસે જે કાંઇ જ્ઞાન અને બુદ્ધિનો ખજાનો હોય તે સર્વ તમે સ્વીકારેલ કાર્ય કરવામાં લગાવી દો" જ્યારે તમે આમ કરશો ત્યારે તમને કહેવામાં આવશે કે તમે યથાશકિત સારૂં કર્યું છે. 'गतं न शोचयेत्' એ સૂત્ર મનનપૂર્વક હમેશાં લક્ષમાં રાખો. ભૂતકાળ તરફ નજર ન કરો; કેમકે થઇ ગયેલી બાબતો માટે પશ્ચાતાપ કરવો વ્યર્થ છે. જે વાત બની ગઇ તે કોટિ પ્રયત્નો કરવા છતાં અણબની થવાની નથી. એમાં કાંઇ પણ પરિવર્તન થઇ શકતું નથી, તેથીજ તેને માટે પશ્ચાતાપ અને શોક કરી હૃદય બાળવું નિરર્થક છે. બની ગયેલી બાબતો ઉપરથી વર્તમાન અને ભવિષ્યને માટે ધડો લેવો જોઇએ. એવી રીતે કાર્ય કરવું જોઇએ કે જે ભૂલો પહેલાં થઈ ગઇ હોય તે ફરીથી ન થવા પામે. આનું પરિણામ એ આવશે કે તમારો અનુભવ દિનપ્રતિદિન વધતો જશે, જ્ઞાન પણ વૃદ્ધિ પામતું જશે અને આ માનવજીવનનું સાધ્યબિંદુ પ્રાપ્ત કરવા તમે અવશ્ય ભાગ્યશાળી બનશો.

# સાદરી—મારવાડ શહેરમાં મળેલી બારમી શ્રી જૈન શ્વતાંબર કોન્ફરન્સ.

સંવત ૧૯૭૬ ના પોશ શુદ ૨—૩—૪ બુધ—ગુરૂ—શુક્રવાર તા. ૨૪—૨૫—૨૬ ડીસેમ્બર સને ૧૯૧૯

## પ્રથમ દિવસ.

ગૌડવાડ-મારવાડના પ્રસિદ્ધ ગામ સાદરીમાં આ વખતે મળેલી જૈન કોન્ફરન્સ વિજયવતી થઈ છે. મારવાડ ભૂમિમાં મળેલી આ કોન્ફરન્સથી મારવાડી અને પંજાબી જૈન બંધુઓમાં સામાજિક-ધાર્મિક જાગૃતિ ઉત્પન્ન થઇ છે જૈન સમાજના જીવન-વિકાસની શક્તિનું સ્વરૂપ કેટલેક અંશે તેમાં થયેલ કાર્યોથી પ્રગટ થઇ આવ્યું છે.

કોન્ફરન્સની બેઠક શ્રીરાણકપુરજી તીર્થયાત્રા કરવા જતાં રસ્તા ઉપરની જૈન ધર્મશાળામાં ઉભા કરેલા ખેંચાણકારક સુશોભિત મંડપમાં કરવામાં આવી હતી. આ વખતે ખુરશીની બેઠકને બદલે જાજમ ઉપરની બેઠક કરેલી હોવાથી અને તે ચિત્તાકર્ષક બનાવેલી હોવાથી પ્રાચીન કાળની સભાઓ—સંમેલનોની યાદ તાજી થતી હતી.

આ સંમેલનમાં ચતુર્વિધ શ્રી સંઘની હાજરી હતી.

## કોન્ફરન્સ અહીં મળવાનું કારણ.

ગયા વરસમાં અત્રે શ્રી આત્મારામજીના શિષ્ય શ્રી ૧૦૦૮ શ્રી વલ્લભવિજયજી મહારાજ અત્રે ૬૦ ઠાણા સાથે પધાર્યા હતા જે વખતે સાદડીના જૈનોએ તેમને મોટું સામૈયું કરી પધરામણી કરી હતી. તેમનાં આગમનથી કેળવણીનાં ફંડમાં તેઓશ્રીના પ્રયાસથી જ રૂપિયા સવા લાખની મોટી રકમ એકઠી થઈ હતી. વળી અત્રેથી ચાર ગાઉ ઉપર આવેલા બાલી ગામમાં પણ તેમના પ્રયાસથી રૂપિયા પોણા લાખની, સાત ગાઉ ઉપર આવેલા દાણેરા ગામમાં રૂપીઆ બાવીશ હજારની રકમ, લોહારા ગામમાં આઠ હજારની રકમ, કોટ ગામમાં રૂપીઆ પાંચ હજારની રકમ અને બીજા ગામોમાં મળી કેળવણી ફંડમાં રૂપીઆ અઢી લાખની મોટી રકમ એકઠી થઇ છે અને હજુ પણ એકાદ લાખ રૂપીઆની રકમ એકઠી થવાની વકી છે. તેઓશ્રીના ઉપદેશથી અત્રેના જૈનોએ બારમી શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું અધિવેશન કરવા વિચાર કર્યો હતો અને લગભગ બે મહીના પરજ તે માટેનો પાકો વિચાર થવા છતાં અત્રેના રહીશોએ ઘણા ઉમંગથી તે માટેની તૈયારીઓ કરીને

કોન્ફરન્સ ભરવામાં બહુ ખંત દેખાડી છે. તેઓએ જુદી જુદી કમિટિઓ નીમીને તે માટેની તૈયારીઓ કરી હતી અને આખા હિંદુસ્તાનના જૈનોને આમંત્રણ મોકલ્યું હતું.

કોન્ફરન્સથી તેમજ કેળવણીના કાર્યથી આ મુલક ઘણે ભાગે અજાણ હોવાથી તેમજ કોન્ફરન્સ મળે તો કેળવણી જેવો મહાન સવાલ મારવાડી બંધુઓના લક્ષમાં આવે તો ઉક્ત મહારાજશ્રીએ અહીં પ્રયાસ કરી જે ફંડ શરૂ કર્યું છે તેને વધારે મદદ મળે, ઉદ્દેશો જલ્દી પાર પડે અને મારવાડમાં કેળવણીની પ્રગતી થવા સાથે મારવાડી બંધુઓ કેળવણી પ્રાપ્ત કરે તેવા અનેક ઉદ્દેશથી આ કોન્ફરન્સ ત્યાં ભરવા માટે પ્રયાસ થયો હતો જે યોગ્યજ હતો. કોન્ફરન્સના મંડપમાં આશરે ચારથી પાંચ હજાર મનુષ્યોની હાજરી હતી. પંજાબના આશરે પોણોસો ડેલીગેટો હતા અને જાણીતા બહારગામના ડેલીગેટોમાં શેઠ દેવકરણ મુળજી, શેઠ મોતીલાલ મુળજી, કાપડીયા મોતીચંદ ગીરધરલાલ, મકનજી જુઠાભાઇ બેરીસ્ટર એટલો, નરોતમદાસ ભાણજી, ઝવેરી માણીલાલ સુરજમલ, રા. ગુલાબચંદજી ઢઢ્ઢા. શેઠ પ્રતાપચંદજી ધીયા, ગાંધી અમરચંદ ઘેલાભાઇ, શેઠ ગોપીચંદજી ઘડીયાળી, શેઠ ભભુતમલજી સીંધી, શેઠ દેવચંદ દામજી, ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ, ઝવેરી મુળચંદ આશારામ, વૈરાટી શેઠ સમરથમલજી, શેઠ ન્યાલચંદજી, શેઠ મહાસુખભાઇ વીસનગરવાળા વગેરે જુદા જુદા ગામોના ડેલીગેટો કોન્ફરન્સમાં ભાગ લેવા પધાર્યા હતા.

પાલીતાણા અને ત્રાપજથી પ્રવર્ત્તકશ્રી કાન્તિવિજયજી મહારાજ અને મુનિરાજશ્રી હંસવિજયજી મહારાજના કોન્ફરન્સની ફતેહ ઇચ્છવા માટેના પત્રો આવ્યા હતા.

બપોરના બરાબર એક વાગે પ્રથમ દિવસની બેઠકનું કાર્ય શરૂ થયું હતું શરૂઆતમાં મંગળાચરણ કર્યા બાદ આવકાર દેનાર કમીટીના પ્રમુખ શેઠ નથમલજીએ પોતાનું ભાષણ શરૂ કર્યું હતું જે હિંદીમાં હતું. તેમાં મુખ્ય હકીકત તે દેશમાં બીલ્કુલ શિક્ષણપ્રચાર નહીં હોવાથી ઉચ્ચ શિક્ષણની જરૂરીયાત સ્વીકારી બાળલગ્ન, કન્યા વિક્રય વિગેરે હાનિકારક રીવાજો પોતાના દેશમાંથી દૂર થવાની જરૂરીયાત સ્વીકારી હતી. જે ભાષણ સામાન્ય અને ટુંકું હતું,

ત્યારબાદ પ્રમુખ સાહેબ લાલા દોલતરામજી જૈનીની પ્રમુખ તરીકે નીમણુંક કરવામાં આવી હતી. તેમણે પ્રમુખસ્થાન લીધા બાદ તેઓશ્રીનું ભાષણ વાંચવામાં આવ્યું હતું. આ ભાષણ જમાનાને અનુસરતા વિચારોવાળું, દરેક વિષયને ટુંકામાં સ્ફુટ કરનારૂં, વિચારણીય મુદ્દાવાળું તેમજ અસરકારક હતું. આ વખતના પ્રમુખનું ભાષણ મુદ્દાસર અને યોગ્ય હતું કે તે પ્રમાણે જો વિચારી અમલ કરવામાં

આવે અને ગર્ભિત જણાવેલી હકીકતોનું જો મનન કરવામાં આવે તો અમો ખાત્રીપૂર્વક કહીએ છીયે કે આપણી સમાજની ઉન્નતિ ઘણી જલ્દીથી થઈ શકે. આ ભાષણ જમાનાને જરૂરીયાતવાળું અને ઉચ્ચ આશયોથી ભરપૂર હતું. જેથી તે ભાષણ અત્ર પ્રગટ કરવામાં આવે છે.



# બારમી જૈનશ્વેતામ્બર કોન્ફરન્સના સભાપતિ લાલા દૌલતરામજી જૈનીનું વ્યાખ્યાન

ॐ

॥ વન્દેવીરમ્ ॥

नमः सत्योपदेशाय, सर्वभूतहितैषिणे ।
वीतदोषाय वीराय, विजयानन्दसूरये ॥

## પ્રાસ્તાવિક નિવેદન ।

પરમ પૂજ્ય ગુરૂવર્ય વલ્લભવિજયજી મહારાજ, અન્ય મુનિ મંડળ, બન્ધુઓ ઔર બહનો !

અપને સમાજ મેં, મેરે સે અધિક ધનાઢ્ય, પ્રતિષ્ઠિત ઔર વિદ્વાન ગૃહસ્થો કે હોતે હુએ ભી મેરે કો જો આપ લોકોંને યહ અસાધારણ સન્માન દિયા હૈ તદર્થ મૈં આપકા અત્યન્ત આભારી હૂં. તથા ઇસ કે સાથ હી મૈં શાસન નાયક વીર પ્રભુ ઔર અપને આસન્નોપકારી સ્વર્ગવાસી ગુરૂમહારાજ-વિજયાનન્દસૂરિ-આત્મારામજી કો ભી ધન્યવાદ દેતા હૂં કિ જિનકી અસીમ કૃપાસે મુઝે ઇસ ગુરૂતર સન્માન [ કોન્ફરન્સ કી અધ્યક્ષતા ] કે પ્રાપ્ત હોને કા શુભ અવસર મિલા હૈ !

બન્ધુઓ ! જિસ વક્ત મુઝ સે સભાપતિ કા આસન ગ્રહણ કરને કે લિયે અનુરોધ કિયા ગયા ઉસ વક્ત મેરે દિલમેં અનેક તરહ કે સંકલ્પ વિકલ્પ ઉઠને લગે; ક્યોંકિ મૈં અપને કો ઇસ પદ કે સર્વથા અયોગ્ય સમઝતા હૂં. ઇસ ગુરૂતર કાર્ય કે નિર્વાહ કે લિયે જિતની સામર્થ્ય ઔર યોગ્યતા કી આવશ્યકતા હૈ ઉતની મેરે મેં નહીં, પરન્તુ અપની શક્તિ કે મુતાબિક ઇસ જાતીય મહાસંમેલન મેં યોગ દેને કો અપના જાતીય કર્તવ્ય સમઝતે હુએ, એક મહાન્ તીર્થ કી યાત્રા, ગુરૂ મહારાજ કે દર્શન ઔર શ્રી સંઘ કી આજ્ઞાપાલન મેં હી વિશેષ લાભ સમઝ કર મૈંને ઇસ પદકો સ્વીકાર કરને કા સાહસ કિયા, આશા હૈ ઇસ ગુરૂતર કાર્ય કે નિર્વાહાર્થ આપ લોગ મુઝે પુર્ણતયા સહાયતા દેંગે. આપ સજ્જનોં કે ભરોસે પર હી મૈંને ઇસ મહાન કાર્ય કા ભાર ઉઠાને કા સાહસ કિયા હૈ.

## કોન્ફરન્સ ઔર ઉસકી આવશ્યક્તા

અપને સમાજ મેં બહુધા ઐસે લોક ભી વિદ્યમાન હૈ જો કિ કોન્ફરન્સ કો સર્વથા અનાવશ્યક ઔર બિના પ્રયોજનકી સંસ્થા સમઝ રહે હૈં, તથા એસે વીર પુરૂષોં કી ભી કમી નહીં જો કિ ઇસસે આન્તરિક દ્વેષ રખતે હુએ પ્રસિદ્ધરૂપ સે યહ શિકાયત કર રહે હૈં કિ કોન્ફરન્સને જૈન સમાજકા આજ તક કયા ઉપકાર કિયા? પરન્તુ વે મહાનુભાવ યદિ આરમ્ભ સે લેકર કોન્ફરન્સ કે ઇતિહાસ કો ધ્યાનપૂર્વક દેખેં તો ઉન્હેં કોન્ફરન્સ કે ઉપકારોં ઔર ઉસકી ઉપયોગિતા કા અચ્છી તરહસે પતા લગ જાવેગા. મેરે ખ્યાલમેં તો અપની ધાર્મિક ઔર સામાજિક ઉન્નતિ કા મુખ્ય કારણ યહ કોન્ફરન્સ હી હૈ, અગર જૈન સમાજકા અભ્યુદય હો સકતા હૈ તો ઇસ સંગઠિત શક્તિ–કોન્ફરન્સ–સે હી હો સકતા હૈ. સમાજકી વિખરી હુઇ શક્તિયોંકે સંગઠન વિશેષ કા નામ હી કોન્ફરન્સ હૈ. સંગઠનસે હી જાતીય જીવન ઔર જાતીય બલ મેં પ્રગતિ હો સકતી હૈ. અતઃ જૈન ધર્મ કે પ્રચાર ઔર જૈન સમાજ કે ઉદ્ધાર એવં સંસાર કે ઉપકાર કી ઇચ્છા રખને વાલોં કો ઇસ જાતીય મહા સંમેલન કો વિશેષ રૂપસે અપનાના ચાહિયે. ઇસલિયે ઇસ જાતીય મહા પરિષદ્–કોન્ફરન્સ–સે ઇર્ષ્યા અથવા અન્તરંગ દ્વેષ રખને વાલે જૈન સમાજ ઔર ધર્મ કે હિતૈષી તો નહીં સમઝે જા સકતે?

## સમાજ ઔર ધર્મ

સમાજ ઔર ધર્મકા આપસ મેં શરીર ઔર પ્રાણ કાસા સમ્બન્ધ હૈ એક કે બિના દુસરે કા જીવન નહીં! જિસ તરહ પ્રાણ કે બિના શરીર નિરર્થક હૈ ઇસી તરહ ધર્મ સે શૂન્ય સમાજ ભી મૃતક કે સમાન હૈ. સમાજ કે નૈતિક જીવન કો સુદૃઢ ઔર સંગઠિત બનાને કે લિયે જૈસે ધર્મ કી જરૂરત હૈવૈસે હી ધાર્મિક જીવન કી પ્રગતિ કે લિયે સામાજિક બલ કી ભી બડી ભારી આવશ્યકતા હૈ; અગર સામાજિક જીવન ધર્મ કે બિના નીરસ હૈ તો ધાર્મિક જીવન ભી સમાજ બલ કે બિના પાંગુલા હૈ. તાત્પર્ય કિ સમાજ ઔર ધર્મ કી પ્રગતિ એક દૂસરે પર અવલમ્બિત હૈ. ઇસલિયે દોનોં કી બલ વૃદ્ધિ કે નિમિત્ત સમુચિત ઉપાયોં કે આયોજન કી આવશ્યકતા હૈ; પરન્તુ સમાજ કે સુદૃઢ ઔર સુવ્યવસ્થિત હોને સે ધર્મ કી ઉન્નતિ કા હોના સુકર હોગા અતઃ અપને સામાજિક જીવન કો સુવ્યવસ્થિત બનાને કી ઇસ સમય અધિક જરૂરત હૈ.

## સંશોધન કી આવશ્યકતા

ઇસમેં કોઇ શક નહીં કિ કિસી સમય જૈન સમાજ ઉન્નતિ કે ઉચ્ચ શિખર પર વિરાજમાન થા; મગર ઇસમેં ભી સન્દેહ કરના વ્યર્થ હૈ કિ ઇસ વક્ત વહ અવનતિ

કે ગહરે ખડ્ડે મેં પડા હુઆ અહર્નિશ દીનતા કા હી મુખ દેખ રહા હૈ. જૈન સમાજ ઉન્નતિ કે માર્ગ સે આજ બહુત દૂર પિછુડા હુઆ હૈ ઇસ કી વર્તમાન દશા બડી હી ભયાવહ હૈ. ઇસ લિયે ઇસમેં સંશોધન કી બહુત જરૂરત હૈ. સમય સમય પર એસા હોતા આયા હૈ-ઇતિહાસ ઇસ બાત કા ગવાહ હૈ. જો નિયમ કિસી સમય મેં જાતિ કે લિયે અનુકૂલ હોતે હૈં વે હી સમયાન્તર મે ઉસકે લિયે પ્રતિકૂલ હો જાતે હૈ ઇસી હેતુ સે હમારે જૈન શાસ્ત્રકારો ને સ્થાન સ્થાન પર દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ કા વર્ણન કિયા હૈ. અતઃ સમાજ મેં ઉચિત સંશોધન કી અત્યન્ત આવશ્યકતા હૈ.

## જૈન કા પ્રશ્નઆને પરગચ્છાદિ ભેદ કો ભૂલ જાઓ

ઇસ વક્ત અપના સમાજ અનેક ગચ્છોં કે નામ સે વિભક્ત હો રહા હૈ ! યે ભેદ યદ્યપિ બિલકુલ મામૂલી ઔર ધર્મ મે કોઇ વિશેષ વિરોધ ઉત્પન્ન કરને બાલે નહીં, તથાપિ કિસી સમય યહ ભેદ ઐસે વિકારાલ રૂપ કો ધારણ કર લેતા હૈ કિ ઉસસે ધર્મ કે અચ્છે સે અચ્છે કામ કો ભી બડા ભારી આઘાત પહુંચતા હૈ ગચ્છાદિ કે વ્યામોહ કે કારણ હમારી સંઘ શક્તિ જિસ તરહ સે પદદલિત હો રહી હૈ ઉસકી કલ્પના કરતે હુએ ભી હૃદય મે થર થરાહટ પૈદા હોને લગતી હૈ. ઇસ લિયે યદિ આપ કો જૈન સમાજ કી પ્રગતિ સે પ્રેમ હૈ તો જહાં પર જૈન કા પ્રશ્ન ઉપસ્થિત હો વહાં પર ગચ્છાદિ ભેદ કો ભૂલ કર એક હો જાઓ ? ઇસી મેં આપ કી ઔર જનતા કી ભલાઈ હૈ.

## કલ્પિત જાતિબન્ધન કો તોડ દો

જૈન સમાજ મેં ઇસ વક્ત શ્રીમાલ ઓસવાલ પોરવાલ આદિ અનેક નામ કી વૈશ્ય જાતિયેં દેખને મેં આતી હૈ ઇનકા જન્મ અમુક અમુક આચાર્ય કે સમય મેં હુઆ હૈ. યે સબ વિક્રમ કી તીસરી શતાબ્દિ સે પહલે કી નહીં. અમુક નામ કે કિસી પ્રાભાવિક આચાર્ય ને બહુત સી જાતિયોં કો ઇકટ્ઠા કરકે જૈન ધર્માનુગામિની અમુક નામ કી એક જાતિ બનાદી. જૈસે શ્રીરત્નપ્રભસૂરિને ઓસવાલ ઔર હરિભદ્રસૂરિને પોરવાલ વંશ કી સ્થાપના કી હૈ; પરન્તુ આજ કલ તો ઉન કલ્પિત જાતિયો મેં ઇતના મમત્વ હોગયા હૈ કિ એક જાતિ વાલા દૂસરી જાતિ કે પુરૂષ કો અપને સે હીન સમઝ રહા હૈ જો કિ કિસી તરહ પર ભી વાંછનીય નહીં. વિચાર પૂર્વક દેખા જાય તો ઇનમેં કોઇ ભી જાતિ છોટી યા બડી નહીં સભી જૈન ધર્મ કે માનને વાલી હૈ. ઇનમેં જિન જાતિયો કા આપસ મે ખાન પાન ઇકઠ્ઠા હૈ. ઉનકા પરસ્પર મેં વિવાહ સમ્બન્ધ ન હોના મેરે ખ્યાલ મેં અચ્છા નહીં. સામાજિક શાસ્ત્ર કી દૃષ્ટિ મેં તો ઇન કા પરસ્પર મેં સમ્બન્ધ હોના લાભપ્રદ હૈ હી;

પરન્તુ જૈનશાસ્ત્ર ભી ઇસ સમુચિત વ્યવહાર મેં કિસી તરહ પર બાધક નહીં. યહ બન્ધન કિસી સમય મેં અચ્છા હોગા, મગર ઇસ સમય તો ઇસકા ટુટ જાના હી જૈન સમાજ કી ઉન્નતિ કા હેતુ હૈ. જૈન સમાજ કે હ્રાસ કે જો કારણ હૈ ઉન મેં યહ-બન્ધન-ભી એક મુખ્ય હૈ. સ્વર્ગવાસી આચાર્ય-પ્રવર શ્રીમદ્વિજયાનન્દ સૂરિ-આત્મારામજી મહારાજ ને ઇસ વિષય મેં જો પ્રકાશ ડાલા હૈ વહ અત્યન્ત મનન કરને લાયક હૈ. ઉદાહરણાર્થ આપ કે બનાયે હુએ "જૈન ધર્મ વિષયક પ્રશ્નોત્તર" નામા ગ્રન્થ કે થોડે સે પાઠકો સુનેં? "જૈન ધર્મ પાલનેવાલી જાતિયેં શાસ્ત્રાનુસાર નહી બની, પરન્તુ કિસી ગામ, નગર, પુરૂષ, ધન્ધેકે અનુસાર પ્રચલિ હુઇ માંલૂમ પડતી હૈ. શ્રીમાલ ઓસવાલ કા તો સમ્બત્ ઉપર લિખ આયે હૈ ઔર પોરવાડ વંશ શ્રી હરિભદ્રસૂરિજી ને મેવાડદેશ મેં સ્થાપન કિયા." પૃ૦ ૧૫

"પ્રશ્ન ૨—સબ જૈન ધર્મ પાલને વાલી વૈશ્ય જાતિયાં ઇકઠ્ઠી મિલ જાવેં ઔર જાત ન્યાત કા નાંમ નિકલ જાવે તો ઇસ કામ મેં જૈન શાસ્ત્ર કી કુછ મનાહી હૈ વા નહીં?

"ઉત્તર—જૈન શાસ્ત્રો મેં તો જિસ કામ કે કરને સે ધર્મમેં દૂષણ લગે ઉસ વાત કી મનાહી હૈ શેષ તો લોગોને અપની અપની રૂઢિયેં માન રખી હૈં જબ ઓસવાલ બનાયે થે તબ અનેક જાતિયોકી એકજાતિ બનાઇથી; ઇસ વાસ્તે અબ ભી કોઇ સમર્થ પુરૂષ સબ જાતિયોં કો ઇકઠ્ઠા કરે તો કયા વિરોધ હૈ?" પૃષ્ટ ૧૬. બસ અગર આપ કો જૈન સમાજ કી ઉન્નતિસે પ્યાર હૈ તો આપ ઇસ કલ્પિત જાતિ બન્ધનકો તોડ દો ઇસીમે સમાજકા હિત હૈ.

## જીનાલય નહીં વિદ્યાલય.

જીસ સ્થાનમેં ભગવાનકા કોઇ મન્દિર ન હો, સેવાભક્તિ કરને વાલે લોગોં કી સંખ્યા અધિક હો, ઔર ઉનમે સ્વયં મંદિર બનાનેકા સામર્થ્ય ન હો વહાં પર મંદિર કા બનવાના અત્યંન્ત આવશ્યક ઔર બડે પુણ્ય કા કામ હૈ, પરન્તુ જહાં પર એક સે અધિક મંદિર બને હુએ હોં વહાં પર અપની નામાવરી કે લીયે ઔર એક મંદીર બનાકર ખડા કર દેના કિસી તરહ ભી ઉચીત નહીં સમઝા જાતા. અબ સમય મંદિરોંકી વૃદ્ધિ કરનેકા નહીં, અબ તો બને હુએ દેવ મંદિરો કા સંરક્ષણ ઔર સેવા ભક્તિ કરને બાલોં કી વૃદ્ધિ કરનેકા હૈ, જૈન સમાજ કે ધનિકો કો અબ જીનાલયોં કે સ્થાન મેં બડે બડે વિદ્યાલયોં કે બનાને કે લીયે કટિબદ્ધ હોના ચાહિયે! જીન મંદિર તભી સાર્થક હોંગે જબ કિ ઉન કે મહત્વકો સમઝાને વાલે સરસ્વતી મન્દિર ભી સાથ મેં મૌજૂદ હોં.

## સચ્ચા જીર્ણોદ્ધાર.

કિસી પુરાતન મન્દિર કો ફિરસે નયા બના દેને કા નામ હી જીર્ણોદ્ધાર નહીં.

કરને સે સમાજ સુધારા કી યોજના સુસંગત ઔર સુવ્યવસ્થિત હોગી ઐસા મેરા ખ્યાલ હૈ.

(ग) **નેતાપન કા અભિમાન**—સંસ્કૃત કે કએ કવિને કહા હૈ કિ "સર્વે યત્ર નેતારઃ સર્વે પંડિત માનિનઃ, સર્વેમહત્વ મિચ્છન્તિ તદ્ વૃન્દમવસીદતિ" અર્થાત્ યહાં સભી અપને કો નેતા માનેં, સભી પંડિત સમઝેં, સભી અપને કો એક દુસરેસેં બડા સમઝે વહ સમુદાય બિનષ્ટ હો જાતા હૈ! બસ યહી દશા અપને સમાજ કી હૈ. ઇસ નેતાપન કી ગડમડ સે હમારે સમાજ કી નૌકા ઇસ સમય બહુત હી ડાવાંડોલ હો રહી હૈ। મેરે ખ્યાલ મેં તો સમાજ કા નેતા વહી પુરૂષ હો સકતા હૈ જિસમેં નેતાપન કે અનુરૂપ ગુણ હોં ફિર વહ ચાહે સાધુ હો યા શ્રાવક, ધની હો નિર્ધન; ઇસી મેં સમાજકા શ્રેય હૈ.

(घ) **દૃષ્ટિરાગ**—ઇન સામાજિક દુર્વ્યવસ્થાઓં કા કારણ યદિ સોચા જાય તો દૃષ્ટિરાગ હૈ. દૃષ્ટિરાગ મેં મતવાલા હુઆ હુઆ જૈન સમાજ કર્તવ્યાકર્તવ્ય કે ભાન સે બિલકુલ શૂન્ય હો રહા હૈ! ગુણુપ્રસ્ત જૈન સમાજ કા રાગપ્રસ્ત હોના બહુત હી શોચનીય હૈ! આજ સમાજ મેં જો ભયંકર ફૂટ પડ રહી હૈ ઉસકા કારણ ભી દૃષ્ટિરાગ હી હૈ. અતઃ યદિ આપ લોગ અપના કલ્યાણ ચાહતે હૈ તો આપ ગુણાનુરાગી બનેં, દૃષ્ટિરાગ મેં હાની કે સિવાય લાભ કુછ નહીં.

## કુરીતિયેં.

(क) **ફૂજૂલ ખર્ચી**—જૈન સમાજ કે વિશુદ્ધાદર્શ કો ઉસમેં ઘુસી હુઇ કુરીતિયોંને બહુત ભ્રષ્ટ કર રખા હૈ। ઇસમેં ફૂજૂલ ખર્ચી તો ઇતની બઢ ગઇ હૈ કિ સમયોચિત ધર્મકાર્યો મેં વ્યય કરને કે લિયે ઇસકે પાસ બાકી હી કુછ નહીં રહતા! ફૂજૂલ ખર્ચી સે સમાજ મેં નિર્ધનતા પ્રતિદિન બઢ રહી હૈ ઔર બઢતી જાવેગી! ઇસકો રોકને કે લિયે સમાજ કે મુખિયોં કો ભરસક મહેનત કરની ચાહિયે?

(ख) **બાલવિવાહ**—બાલવિવાહ કી જો પ્રથા અપને સમાજ મેં કહીં કહીં દેખને મેં આતી હૈ વહ અચ્છી નહીં. બાલ વિવાહ કે અનિષ્ટ પરિણામોં-કી સંખ્યા બહુત બડી હૈ, ઇસલિયે ઇસ પ્રથા કો જિતની જલ્દી રોકા જાય ઉતના હી અચ્છા હૈ, ઔર સાથ મેં યદિ છોટી ઉમર કી સગાઇ કા રિવાજ ભી રોક દિયા જાય તો બહુત અચ્છા હો. ઇસસે ભી સામાજિક પ્રગતિ કો બહુત ધક્કા પહુંચતા હૈ.

(ग) **વૃદ્ધવિવાહ**—સમાજ કે લિયે વૃદ્ધવિવાહ એક પ્રકાર કા ક્ષય રોગ હૈ। અગર ઇસકી જલ્દી ચિકિત્સા ન હુઇ તો સમાજ કા જીવિત રહના કઠિન હો જાયગા! અપને સમાજ મેં યહ રોગ પ્રાયઃ ધનિકોં કી કૃપા સે પ્રવિષ્ટ હુઆ હૈ, ઇસ રોગ કો સમાજ મેં સે દૂર કરને કે લિયે કોઇ પ્રયત્ન બાકી ઉઠા ન રખના

અંગત દ્વેષકે કારણ બડે સે બડે કામકો ભી બિગાડનેકે લિયે ભર સક પ્રયત્ન કિયા જાતા હૈ. જાતીયદ્વેષકા બદલા ચુકાનેકે લિયે ધર્મકી ઓટમેં બૈઠ કર અનેક તરહકે વિષૈલે વાણ ચલાયે જાતે હૈ ! ભયાનક જંગલકો હી મંગલમય માન બૈઠનેકી બઢી હુઈ લાલસાકોં તૃપ્ત રખનેકે નિમિત્ત હોનહાર પૌદોંકે સમૂલ ઘાતકે લિયે બિચારે ભોલે ભોલે માલિયોંકો રાતદિન સાવચેત કિયા જાતા હૈ. યહ બડે દુઃખકી બાત હૈ. ઉસ વ્યક્તિગત દ્વેષ દાવાનલને જૈન સમાજકી જો દુર્ગતિ કર રખી હૈ ઉસકા વર્ણન કરના મેરી સામર્થ્ય સે બાહિર હૈ.

(ख) **શિક્ષિત ઔર અશિક્ષિત વર્ગમેં મુઠ ભેડ**—અપને સમાજમેં ઇસ વક્ત બડી ભારી ગડબડ મચ રહી હૈ. શિક્ષિત ઔર અશિક્ષિત વર્ગકી આપસમેં ખુબ મુઠભેડ હો રહી હૈ અશિક્ષિત વર્ગ–જો કિ બડોંકી કૃપાસે કુછ સમયસે સ્વતંત્ર સત્તા ભોગ રહા હૈ, ઔર જિસકે વિચારોંકો કિસી ખાસ ખાસ વ્યક્તિકી ઇચ્છાને ખરીદ રખા હૈ–કા કથન હૈ કિ જો કુછ હમ કહેં ઉસીકા સબકો સન્માન કરના હોગા, ઉસીકો સબને આદરકી દૃષ્ટિસે દેખના હોગા, વહ ચાહે ધર્માનુકૂલ હો યા ધર્મવિરૂદ્ધ ઇસમેં કિસીકો ચૂંચરાં કરનેકા અધિકાર નહીં. હમ જીસે દણ્ડ દેં વહ દણ્ડિત હી માના જાયગા ચાહે ઉસને કોઈ ભી અપરાધ ન કિયા હો, ઔર જિસે હમ ક્ષમા કરેં ( ચાહે ઉસકા કુછ ભી અપરાધ હો ) વહ ક્ષમા કા હી પાત્ર સમઝા જાવેગા, પરન્તુ શિક્ષિત વર્ગ–જો કિ નવીન વિચારોં કે લિયે હુએ નવીન વાતાવરણ મેં ઉછરા હૈ–ઇસ કે સર્વથા વિરૂદ્ધ હૈ, ઉસકા કહના હૈ કિ આપ કા યહ નાદિરશાહી હુકમ હમેં કિસી પ્રકાર ભી માનનીય નહીં, આપ જો કુછ કહેં સો કરના ઉસકે સ્થાનમેં જમાના જો કુછ કહે સો કરના હમેં ઉચિત ઔર યુક્તિ સંગત પ્રતીત હોતા હૈ, આપકે નાદિરશાહી હુકમ સે સમાજ કી બહુત દુર્દશા હો ચુકી હૈ, આપ ઉચિતાનુચિત જો ચાહેં સો કરેં ઇસ આપકો કોઇ હક નહીં ? બન્ધુઓ ! ઇસ મુઠ ભેડ સે ભી ધર્મ કી બહુત કુંછ અવહેલના હો ચુકી હૈ ઇસી હેતુ સે સમયોપયોગી કોઈ ભી શુભ કામ પૂર્ણ હોને નહીં પાતા ! ઇસ લિયે સમાજ કે અગ્રેસરોં કો ઇસ દ્વન્દ્વ યુદ્ધ કે નિવારણાર્થ અવશ્ય કોઇ પ્રયત્ન કરના ચાહિયે.

વિચાર કિયા જાય તો શિક્ષિત ઔર અશિક્ષિત શબ્દ કાલ્પનિક હૈં જો શિક્ષિત હૈ વહ ભી કિસી દૃષ્ટિ સે અશિક્ષિત માના જા સકતા હૈ, ઔર જો અશિક્ષિત હૈ ઉસે ભી કિસી અપેક્ષા સે શિક્ષિત કહ સકતે હૈં, સિર્ફ અપને કહે કો હી ખરા ઠહરાના અન્યાયપૂર્ણ હૈ ઔર જમાને કો હી સબ કુછ માન લેના ભી ઉચિત નહીં; કિન્તુ ધર્માવિરૂદ્ધ ઔર સમયાનુકૂલ જો વિચાર હોં ઉન્હીં કો કાર્ય મેં પરિણત

